## હે પ્રભુ હિન્દુ મુસલમાનોને શુદ્ધ બુદ્ધિ આપો.

# હિન્દુ મુસલમાનોની ધર્માંધતા

( રાગ–દુનીયાને ઉંધાં ચશ્મા )

હીન્દુ અને મુસલમીન, કેદી થયા છે આજે
હુલ્લડ કરીને જુઓ, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૧
પડી હાથમે ઓ જંઝીર, ગુન્હેગાર કૈસે હોતે
કરી ધર્મનાઓ ઝઘડા, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૨
ધરી હાથમે ઓ લાઠી, કંઇ શીર ફોડવાને
જુલ્મો કીધા છે ઝાઝા, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૩
પથ્થર માર્યા છુટા, વળી છુપી છરીયો કાઢી
અજ્ઞાની તે દીવાના, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૪
થયા દેશમાં ઝનુની, લાજે હીન્દની જાનુની
ગાફલ બન્યા છે ખુની, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૫
નિરદોશ કાંઇક મુવા, પંથે કાંઇ જનારા
ઝખમી થયા બિચારા, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૬
કુટુમ્બ કબીલા પ્યારા, ઘર બહાર તો તજીને
સઉ છોડીને તે ચાલ્યા, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૭
સમજો ઓ હીન્દુ પ્યારા, મુસ્લીમ ઓ બીરાદર
આખ્ખર એક લોહી, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૮
અરે અંધ મસ્તી માંહી, થયા હાલ કો બેહાલે
તમ દાસ મનુ વદે છે, કેદી થયા છે આજે—હીન્દુ૦ ૯

# ક્રૂર બનેલા હિન્દુ મુસલમાનો

( રાગ-જાગો જનુની જાયા રે )

કાં ક્રૂર બનો મમ ભ્રાતા રે, ઓ હીન્દુ મુસલમાન
આ શી દશા થઈ તારી રે, ઓ હીન્દુ મુસલમાન-૧
રાગ દ્વેશ ધરીને લડતા, વગર મ્હોતે શું મરતા
નહી દયા થકી કો ડરતા રે, ઓ હીન્દુ મુસલમાન-૨
શું કરો ધર્મના કજીઆ, ધરી ઢોંગ હાથ શું સજીયા
થયાં એક બીજાનાં ભજીયા રે, ઓ હીન્દુ મુસલમાન-૩
મહીં મહીં લડી શું મરતા, વળી જેલ મહી કો સડતા
બાળ બચ્ચાં પ્યારાં રડતાં રે, ઓ હીન્દુ મુસલમાન-૪
ગુન્હેગાર થયા છે ભારી, જે કેદી થયા સરકારી
રૂવે છે ઘરમાં નારી રે, ઓ હીન્દુ મુસલમાન-૫
ખાવાનાં ફાંફાં પડતાં, ભીખ માગી ઉદર ભરતાં
પેટ માટે પછી રવડતાં રે, ઓ હીન્દુ મુસલમાન-૬
લોકો કરે છે હાંસી, શીદ હાથ ધરો છો ફાંસી
રોગીષ્ટનું મૂળજ ખાંસી રે, ઓ હીન્દુ મુસલમાન-૭
રાગ દ્વેશીને જે ક્રોધી, સત્ય સ્થાન નહી લે શોધી
શીદ આપ બનો વિરોધી રે, ઓ હીન્દુ મુસલમાન-૮
ભલો ભલાઈ ના મુકે, બુરો બુરાઈ ના મુકે
પ્રેમીના પ્રેમને ચુકે રે, ઓ હીન્દુ મુસલમાન-૯
સૌ સૌના બનજો કાજી, ના કરો હિન્દ હરાજી

પરલોક થશે તે રાજીરે, એ હીન્દુ મુસલમાન–૧૦
આ હીન્દ તમારી લાજે, હીન્દ માત રૂવે છે આજે
હીન્દ સપૂતને ના છાજેરે, એ હીન્દુ મુસલમાન–૧૧
સ્વરાજ્યની બાજી માંડી, કોઇ કહેશે હીન્દને ગાંડી
પ્રેમ વીના હીન્દ તો રાંડીરે, એ હીન્દુ મુસલમાન–૧૨
સૌ ધર્મનો પ્રેમજ પીતા, સૌ માનવની હીન્દ માતા
પ્રેમ વીના દુર જગતાતારે, એ હીન્દુ મુસલમાન–૧૩
ભારત થતુ સંહારી થાશે નહી પ્રસાહયકારી
વદે મનુ સત્ય પોકારીરે, એ હીન્દુ મુસલમાન–૧૪

# ઝઘડામાં રખડયા

(રાગ–મેરે મોલા બોલાલો મદીને મુજે)

ઝઘડા ખુબ કર્યા હવે બન્ધુ ડરો
માંહો માંહી લડીને શુ હાથે મરો —ઝઘડા. ૧
શેર–ધર્મનુ છેદન કરીને સમજ્યા નહી આ ધર્મને
શમશેર ચલાવી ધર્મની, છોડયાં સઉ સ્વકર્મને
અંધ શ્રદ્ધા ધરી શું દીવાના ફરો —ઝઘડા. ૨
શેર–ધર્મની બુમોજ પાડી, ધર્મ કહેવો સહેલ છે
ધર્મની પીછાણુ કરવી, એજ મહા મુશ્કેલ છે
શુદ્ધ ફરમાન અલ્લાનાં યાદ કરો —ઝઘડા. ૩
શેર–મોહન મહંમદ એક છે, મંદીર મસ્જીદ હો ભલે
સત્ય સર્વમાં સમાયુ, સત્ય ના કો દી ચળે
શુદ્ધ સત્યનુ દેહ વીરલા કરો —ઝઘડા. ૪

શેર—જગમાં જે ધર્મ છે, ત્યાં પ્રેમનું દરશન છે
પ્રેમી વીનાના માનવી, એ ધર્મમાં તો સુન્ય છે
પ્રેમી પ્રેમ મીલાવી રંગપાન કરો —ઝઘડા. ૫
શેર—મહુંમદ અને વળી ઇશુ જે, તે પ્રેમ રાખી જીતીયા
જરથોસ્તને રામ કૃષ્ણને દુઃખો અતીસે વીતીયાં
દાસ મનુ વદે જરા ધ્યાન ધરો —ઝઘડા. ૬

# ગોધરામાં થયેલુ હુલ્લડ
## અને
# સત્તાવાળાઓની બેદરકારી

શનિવારે ગણુપતી વિસરજનનો ઉત્સવ થયો ત્યારે જુના રીવાજ મુજબ હિન્દુઓનું સરઘસ મસીદ આગળ વાજાં થોભાવીને પણ મંજીરા, કાંસી, ભજન સાથે સહીસલામત પસાર થયું હતું. પોલીસનો બંદોબસ્ત સારો હતો. ગોધરાના મુસલમાનો તે દીવસથી ગમે તે તોફાન કરવાની તક શોધતા હતા. જૈન પજુશનનો વરઘોડો શનિવારે તા. ૧૫ મીયે મંજીરા અને કાંસી કીરતન સાથે મસજીદ આગળ વાજાં બંધ રાખીને સહીસલામતથી નિકળી ગયો હતો. મુસલમાનોની લાગણી ઘણી જ વધારે તીખી અને જલદ માલુંમ પડી. ગણુપતી વીસરજન ઉત્સવ પછી અને આ હુલ્લડ થયા સુધીમાં છુટા છવાયા ઘાંચીઓ હિન્દુઓને

માર મારવાની ધમકીઓ આપતા હતા તા. ૧૮ મી ને રોજ પજુશનનો છેલ્લો વરઘોડો નીકળ્યો હતો. આ વરઘોડામાં કાંસીજોડાં હોતાં જ નથી. એટલે કાંસી મંજીરા વિગેરે આ વરઘોડામાં કાંઇ વગાડવાનું ન હતું. એવી ખાત્રી જૈનોએ મુસલમાન આગેવાનોને આપી હતી. તા. ૧૮ મીયે સવારે દસ વાગતાના સુમારે ઘાંચી લોકોએ ગાયને રંગીને મારવા માટે બીજા નંબરની ગેટ આગળ લોકોને બતાવવા માટે બાંધવામાં આવી.

ત્યાં આગળ ઘાંચીઓ સેંકડોની સંખ્યામાં ટોળે હુમળ્યા હતા ઘાંચીઓના ટોળાં આખે રસ્તે એલફેલ બોલતા ફરતા હતા. કેટલાક ઘાંચી ગુંડાઓ હિન્દૂલત્તામાં ફરવા લાગ્યા હતા. ઘાંચી લોકોની આ ગોઠવણુ જોઇ જૈન લોકોના આગેવાન ડોકટર માણેકલાલ તથા ગીરધરભાઇ મોરારજી પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબને બંગલે મળવા ગયા. પોલીસ સુપ્રીટેન્ડેન્ટ ન હતા. બીજા નંબરની ગેટ ઉપરનું દ્રશ્ય સબઇન્સપેકટર મી. કોઠાવાળા બેઠા બેઠા જોતા હતા, ત્યાર પછી ડોકટર માણેકલાલ, શેઠ મગનલાલ મનસુખલાલ, પછી વાડીલાલ છગનલાલ, તથા પાનાચંદ શીવલાલ, વિગેરે કેટલાક સખસો સુલેહ શાન્તિની વ્યવસ્થા કરવા કલેકટર સાહેબ પાસે ગયા. કલેકટર સાહેબે વ્યવસ્થા કરવાનું આશ્વાસન આપ્યું. લગભગ બે વાગ્યાના સુમારે એક બીજી ગાય સીવીલ લાઇન્સ રોડપર શ્રી મુકાદમના ઘર આગળ મારવા માટે બાંધવામાં

આવી હતી. અને ત્યાં આગળ ઘાંચીઓનું મોટું ટોળુ ભેગું થયું હતું. લગભગ બેના સુમારથી વામનરાવે એક પત્રમાં ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટને લખી જણાવ્યું હતું કે ગામમાં ગંભીર સ્થીતી બનતી જાય છે. માટે તમો જાતે તપાસ કરવા નિકળો તો સારૂ. આપ નીકળી શકશો કે કેમ તેનો જવાબ આપશો. તેમણે કહ્યું કે હું જવાબ મારા સિપાઇ સાથે મોકલીશ જે જવાબ હજી સુધી મોકલ્યો નથી. ( ફુરસદ કયાંથી મળે ? ) ત્યાર પછી ગોધરા હિન્દુ કમીટીના પ્રમુખ પુરૂષોતમદાસ શાહે કલેકટર સાહેબે પત્રથી જણાવ્યું કે ગામની સ્થીતી ગંભિર બનેલી છે. ત્યાર પછી મુકાદમે લગભગ ત્રણ વાગે બીજી ચીઠ્ઠીમાં કલેકટર સાહેબને જણાવ્યું. શેઠ મગનલાલ વીરચંદ ગાંધી જેવા જૈન ગૃહસ્થને ધોળે દહાડે ભર બજારમાં એક ઘાંચીએ પથ્થર માર્યો હતો. આ દાખલો ટાંકી ગામની સ્થીતી ગંભીર થતી જાય છે. એવું એમને જણાવ્યું. પછી મુકાદમે લગભગ સાડાત્રણ વાગે ત્રીજી ચીઠી કલેકટર સાહેબને લખી કે હમારા ઘર આગળ ઘાંચીઓ મોટી સંખ્યામાં ભેગા થએલા છે.

## —: વરઘોડામાં રમખાણ :—

અને નિયમીત સમયે જૈનોનો વરઘોડો નીકળ્યો તેમાં પોલીસ સાથે હતી. પોલીસ અમલદારો પણ સાથે હતા. પણ આ વરઘોડામાં જૈનો કરતાં ઘાંચીઓની સંખ્યા

વધારે હતી. આ જૈનોના ધાર્મિક વરઘોડામાં ઘાંચીઓએ વરઘોડા સાથે બીલકુલ ન ફરવું એવો પ્રબંધ પોલીસે કર્યો ન હતો. આ વરઘોડામાં કેટલીક જૈન સ્ત્રીઓ હાજર હતી. વરઘોડો સદામસના ઘર આગળ ગયો એટલે જૈનો ઉપર ઇંટોનો અને પથરાનો માર શરૂ થયો. ડાકટર માણેકલાલે બહુ કુનેહથી સ્ત્રીઓને સહીસલામત બચાવી. પણ તોફાની ઘાંચીઓ ધાડાં અને પથરાથી જે હીન્દુ મળે તેને મારતા હતા. દેસાઇવાડામાં દેસાઇ જગજીવનદાસ અમૃતલાલને ઘરમાં પેશીને સખત માર માર્યો. એક હીન્દુ બ્રાહ્મણ બાઇ જેકોરના ઘરમાં પેસીને આડેથી મારી હતી. આ હુલ્લડની વાત ગામમાં ફેલાતાં ડા. માણેકલાલને ઘેર વામન મુકાદમ તથા પુરૂષોતમદાસ વિગેરે બેઠા હતા. તેઓ આ સબંધમાં જાતે તપાસ કરવા નીકળ્યા હતા. શ્રી. ચુનીલાલ મોદીની દુકાન આગળ જતાં તેમને ખબર મળી કે તોફાને બહુ ભયંકર રૂપ લીધું છે ત્યારે ડીસ્ટીક મેજીસ્ટ્રેટને ત્યાં જાતે જઇને બને તેટલું કરવાનો નિશ્ચય કરી વામન મુકાદમ ડા. માણેકલાલ તથા પુરૂષોતમદાસ શાહ વિગેરે કેટલાક માણસો ડા. માણેકલાલના ઘર આગળ થઇને કલેકટરના બંગલે જવા નીકળ્યા. પરંતુ પીંજારાવાડામાં ઉશકેરાયેલું મુસલમાનનું ટોળુ એમને મળ્યું તેઓ હીન્દુઓને બીભત્સ (ખોટી ભાષા) શબ્દોમાં ગાળો દેતા હતા. આવી રીતે આ માણસોની પાછળ મુસલમાન

ગુંડાઓનું ભારે ટોળુ લાગેલુ હતું છતાં પીંજારાવાડ પસાર કરવાની લગભગ તૈયારીમાં હતા પરંતુ જીવી પીંજારણના ઘર આગળ આવ્યા એટલે સામેથી અને આજુ બાજુથી બીજા ઘાંચીયો અને મુસલમાનોયે આ લોકોને ઘેરી લીધા. એટલામાં વલભદાસ ચંદુલાલ મોદી હીકમત કરી કલેકટરને ત્યાં ખબર આપવા માટે થોડોક માર ખાધો પછી આડે અવળે રસ્તે જઇ પોચ્યા. પુરૂષોતમદાસ શાહ ઉપર ગુંડા-ઓએ લાઠી મારી. મુકાદમને માર મારવો શરૂ કર્યો.

શ્રી. શાહે બુલંદ અવાજે જોરથી કહ્યું કે આવી ગુંડાગીરીથી તમારો ધર્મ નથી ચાલવાનો તમે અમારાં ખુન કરવાના છો તો ભલે કરો **અમારાં લોહીના ટીપા-માંથી તમે તમારા હજારો દુશમન પેદા કરશો.** એટલુ બોલતાનીજ સાથે છ સાત જણ મોટી ડાંગો સાથે કેટલાક દુશમનો ઉપર તુટી પડયા શ્રી શાહ અદબવાળી અડગ ઉભા રહ્યા. અને જોરથી કહ્યું કે હીચકારાઓ તમારે જેટલો માર મારવો હોય તેટલો મારી લો. આવેલા હિન્દુઓ **હીજડા નથી કે નાસી જાય.** આમ કહી આંખ્યો મીચી ઉભા રહ્યા. ત્યાર પછી સંખ્યાબંધ માણસો તેમના ઉપર તુટી પડયા. શ્રી મુકાદમને લાઠીયોથી, આડાંથી અને ઇંટોથી બેહદ માર માર્યો. એમના બચાવમાં ચંદુલાલ પરીખ અને ચુનીલાલ મોદી પૂર હીંમતથી ઉભા હતા. પણ

ગુંડાઓએ એમને પણ સખત માર મારી એકદમ નાસી જવા માંડયું અને વામન મુકાદમ પોતાને પગે ચાલતા ઘેર આગળ આવ્યા. પછી પુરૂષોતમદાસ શાહ અતિશય ઘાયલ થયેલા હોવા છતાં પરલીકર વકીલના મેડા પર ચડી ગયા. પરીખ ચંદુલાલ દ્વારકાંદાસ અને ચુનીલાલ મોદી આ બધા ઘાયલ થયેલા હોવાથી આ બધાને સીવીલ હોસ્પીતાલમાં લઇ જવામાં આવ્યા, તેમાંથી ગઇ ૧૯ મી ને રોજ ૩-૧૦ મીનીટે મી. શાહ વીરગતીને ( મૃત્યુ ) પામ્યા અને બીજા બધા હોસપિતાલમાં પડયા છે. હુલ્લડ થયું તે દીવસે રાત્રે ડો. માણેકલાલને ફસાવી પૂરો કરવાનો ઘાટ ઘડયો હતો, પણ સારે નસીબે બચી જવા પામ્યા હતા. હુલ્લડના દીવસે રાત્રે ત્રણ વાગતાના સુમારે વામન મુકાદમના ઘર ઉપર પત્થર પડયા હતા. છુટાછવાયા ઉપદ્રવો થયે જાય છે. હજી સુધી એકપણ માણસને આ સંબંધમાં પકડવામાં આવ્યો નથી.

## વીર પુરૂષોતમદાસનું પ્રચંડ સરઘસ

શબને હોસપીટાલમાંથી એમને ઘેર સરઘસના આકારમાં લઇ જવામાં આવ્યું હતું. દરેક કોમના હિન્દુઓ હાજર હતા. સરઘસ પ્રચંડ હતુ એવું સરઘસ આજ સુધી ગોધરામાં હિન્દુઓએ કદી પણ જોયેલું ન હતું. મરનારની લાશ પર **ઠેકાણે ઠેકાણેથી પુષ્પ વૃષ્ટિ થતી હતી** ચોખા અને કંકુથી **વીરની વધામણી** થતી હતી શબને

ઉભે બજારે સાથરીયા બજારમાં થઇને લઇ જવામાં આવ્યું હતું. ઠેકાણે ઠેકાણે હીન્દુ **વીર પુરૂષના જેજેકાર** બોલાતા હતા. ત્યારપછી રાત્રીના આઠ વાગતાં સ્મશાનમાં કેટલાક હિન્દૂઓના ભાષણ થયા પછી અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. હુલ્લડની ખબર મળતાં દાહોદથી ઠક્કર **બાપા,** શુકદેવભાઇ અત્રે આવી પોંચ્યા છે મુંબાઇથી હિન્દુ મહાસભાના સભ્યો પંડીત રમાકાન્ત માલવીયા, પંડીત આનંદપ્રિય શ્રીકાન્ત વીગેરે આવ્યા છે મરનારને માટે શોક દરશાવતો તાર હીન્દુ મહાસભા તરફથી આવે જાય છે. ભરૂચથી હરીભાઇ અમીન તથા હીરાલાલ નારીયેળવાળા આવી પોંચ્યા છે. ડા. ચંદુલાલ વિગેરે ગુજરાતના સ્નેહીયો એ તાર કરી ખબર પુછાવી છે. બે દીવસથી કાંકણપુર, કાલોલ, દાહોદ, અને બાહીમાં હડતાળ પડી છે. અહીં બે દીવસથી ગોધરામાં પાકી હડતાળ છે.

## ધારાસભામાં ખુલાસો

ગોધરામાં થએલું હુલ્લડ જાણી ક્રુર અને પાષાણવત દેહના માનવને પણ કંપારી છુટે છે. મસજીદ આગળથી સરઘસ પસાર થતાં વાજીંત્ર બંધ કરવાની ખાત્રી આપવા છતાં અને પોલીસ સબ ઈન્સ્પેકટર મી. કોઠાવાળાએ પણ ત બીના જણાવ્યા છતાં પોલીસ ગેટ, મી. વામનરાવ મુકાદમના મકાન આગળ અને એક હીન્દૂ લત્તામાં મસજીદ આગળ બાંધેલી ગાયો છોડવામાં આવી ન હતી. મસજીદ

આગળથી સરઘસ પસાર થતુ હતું, ત્યારે મુસલમાનોએ કાંઇ હરકત કરી ન હતી પણ એક મુસલમાને તેની સામે એક ગાય બાંધેલી હતી તેના વધ માટે મોટી છરી ઉગામી. સરઘસના કેટલાકોએ તેને તેમ કરતાં અટકાવવાને પ્રયત્ન કર્યો અને સુલેહના ભંગની આ નીશાની હતી. પથ્થરો કે કાંઇ કોઇને નુકશાન થાય તે આગમચ લોકો નાસભાગમાં પડયા. મુસલમાનો પણ નાની ટોળીઓમાં વેંચાઇ ગયા અને તે ટોળીઓએ તેમના પસાર થવાના રસ્તા પર કેટલીક જગામાં તોફાન કર્યું મી. મુકાદમની પાર્ટીને ઘણુંજ ખમવું પડયું હતું કે જેમને માટે તેમના મકાન આગળ એક ટોળુ રાહ જોઇ રહ્યું હતું. અને ગાય પણ ત્યાં બાંધેલી હતી.

## બ્હારથી ઉતરી પડતા લોકો

ગામડાઓમાંથી મોટી સંખ્યાના લોકો જીજ્ઞાસાની ખાતર અને કેટલાકો મી. મુકાદમ જેઓ જીલ્લામાં ઘણાજ લોકપ્રિય છે તેમની તબીયત માટે પૂછપરછ કરવા ગોધરા ઉતરી પડે છે. તે સિવાય ઉત્તર હીન્દના હીન્દુ સભાના લોકોને આ બનાવની ખબર આપતાં તેઓ પણ ખબર લેવા ગોધરા ઉતરી પડતા હતા.

તા. ૨૨ મીએ ગોધરાથી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સને મળેલા સંદેશામાં જણાવ્યું કે સ્થીતી ગંભીર છે. શુક્ર.રે રાત્રે કેટલાક હિન્દુ લત્તામાં અને જૈન દહેરા પર અચાનક હુમલો થયો હતો. મુસલમાનોયે ગોળીયો છોડી હતી. લોકો હજી ગભરાટમાં છે.

## રાત્રે હુમલો થતો અટકયો

જૈન શ્વેતામ્બર કોન્ફરન્સના ખાસ પ્રતિનિધીના જણાવ્યા મુજબ તા. ૨૨ રાત્રે ૧૦॥ વાગતે ઉપાશ્રય અને હીન્દૂ લત્તાઓમાં ૫૦૦-૬૦૦ માણુસો હથીયારબંધ ઉતરી પડયા હતા. જે વખતે ૧૦ પોલીસ અને જમાદાર એક બાજુયેથી આવતા હતા. જમાદાર મુસલમાન હોવાથી કાંઇ બોલ્યો નહીં પણ હીન્દુ સીપાઇનું લોહી ઉકળી આવતાં તેણે સીસોટી મારવાથી પોલીસ પાર્ટી જઇ પુગતાં હુલ્લડ-ખોરો નાસી ગયા હતા. તે પછી હીન્દૂ સીપાઇયે અરજ કરી હતી કે મ્હારે નોકરી કરવી નથી. ધન્ય છે સાચો હિન્દૂ એને ધન્ય છે સાચા વફાદાર પ્રજાના ટુકડા ખાનાર સીપાઇ સાહેબ જમાદાર નોકરી બરોબર અદા કરી ખુદાને જવાબ આપશો કે ? હુલ્લડ સંબંધી તપાસ શરૂ થઇ ગુનેગાર જણાતાંની ધરપકડ થવા લાગી છે. મી. મુકાદમને ચ્હાનાર રજપુતો તથા બીજા સ્નેહીયો તેમના ઉપરના હુમલાની ખબર સાંભળી ગોધરા આવી મી. મુકાદમની ચોકી કરે છે. તેઓ હથીયાર સાથ આવ્યાના શક ઉપરથી રજપુત હોસ્ટેલ અને અંત્યજ આશ્રમની તપાસ લેતાં કાંઇ મળ્યું ન હતું.

## મુંબાઇથી ગયેલા સ્વયંસેવકો

૨૦ સ્વય સેવકોની ટુકડી ગોધરા ગઇ છે જેની સાથ હીન્દુ સભાના સભ્યો પણ છે. જીલ્લા મેજી. મી. હાર્ટશોર્ને હથીયારના

લાઇસંસો લઇ ટુંક વખત માટે રદ કરી હથીયારો પોલીસ સ્ટેશને સોંપી જવા કાયદો કાડયો છે, હિન્દૂ તથા મુસલમાનોના અગ્રેસરોની રાઉન્ડટેબલ કોન્ફરન્સ કલેક્ટર મી. હાર્ટશોર્નના પ્રમુખપણે મળી હતી. જેમાં પોલીસ સુપ્રીટેન્ડેન્ટ મી. ઝીયાઉદ્દીને પોતાને માટે ફેલાતી ખોટી લાગણી જણાવી નિશપક્ષપાત વર્તણુક અને હિન્દૂઓના રક્ષણ માટે પોતાથી બનતું કર્યું હતું. અને ગુન્હેગારોને તેમની સામેનો પુરાવો થતાં પકડવામાં આવે છે. એવો ખુલાસો કરી મી. હાર્ટશોને આશ્વાસનવાળુ વિવેચન કર્યું હતું.

હિન્દૂ મુસલમાન આગેવાનો હવે પછી ફરીથી છેવટના નિર્ણય માટે મળનાર હતા. જીલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હુલ્લડને જ દીવસે નહીં પણ પોતાનો મુકામ દાહોદ હોવાથી તા. ૧૧ મીયે ત્યાં ગયા હતા. હિન્દુ મહાજન તરફથી ફંડ ભેગુ થાય છે તેમજ ઘાંચીયો (મુસલમાન) તરફથી જવાબદારોના બચાવ માટેના ફંડમાં રૂ. ૧૫૦૦૦ (પંદર હજાર) ની રકમ ભરાઇ છે. ઘણા હિન્દૂઓ ગોધરા છોડી દેશીરાજ્યોમાં બીજે ઠેકાણે રહેવા જવા લાગ્યા છે.

તા. ૨૪ મીયે સાંજે ૪–૫ વાગતે શક પડતો માણુસ હાથમાં તુમડી લઇ હોસપીટાલમાં મી. મુકાદમના ઓટલા પાસે જઇ બેસી ગયો હતો. સ્વયંસેવકોને શંકા પડતાં પોલીસને સોંપી દીધો હતો.

## સલામતીની ખાત્રી માગી

તા. ૨૭ મીની ખબર મુજબ મામલો અસંતોષકારક હતો. નવ દીવસ થયાં છતાં હડતાળ ચાલુ હતી. હીન્દુ. મુસલમાનોમાં પથરા ફેંકવાનો બનાવ ચાલુ હતો. તા. ૨૯ મીએ મી. હોર્ટશોને કેટલાક આગેવાનોની કોન્ફરન્સ મેળવી મુસલમાન આગેવાનોએ સહી કરેલી શાન્તિ જાળવવાની ખાત્રી બતાવી. આગેવાનોને પોતપોતાના મોહલ્લાઓમાં લોકોને શાંતિ જાળવવાની સલાહ આપવા અરજ કરી હડતાળ ખુલવા સુચના કરી. હિન્દુ આગેવાનોએ જણાવ્યું કે બનેલા બનાવો વિશે મુસ્લીમ આગેવાનોએ કાંઈપણ દીલગીરી બતાવેલી નહી હોવાથી તેમની ખાત્રી અસંતોષકારક છે. જ્યાં સુધી સંપૂર્ણ સલામતીની ખાત્રી મળે નહીં ત્યાં સુધી હડતાળ ચાલુ રાખવામાં આવશે. આગેવાનોએ કલેકટરને રમખાણ વિશે સંપૂર્ણ તપાસ કરવા અરજ કરી હતી.

## મી. વામન મુકાદમનો સભ્યો જોગ સંદેશો
## તેમની સામે કોણે હુમલો કર્યો.

મુંબાઈની ધારાસભાના સભ્ય મી. વામન મુકાદમ જેઓ ઉપર ગોધરા રમખાણમાં હુમલો થયો હતો તેઓ તરફથી ધારાસભામાં સભ્યો જોગ મોકલવામાં આવેલા સંદેશામાં કેટલીક વિગતો નિચે મુજબ જણાવવામાં આવી હતી.

મી. મુકાદમે જણાવ્યું છે કે તેમના હાથપર પડેલો ફટકો ઓનરરી મેજીસ્ટ્રેટ મી. અબ્દુલ્લા ભગતે માર્યો હતો. અને તે પછી માર મારવાનું શરૂ થયું. અને નિર્દય રીતે અમને માર માર્યો હતો. મેજીસ્ટ્રેટ સમક્ષ આ સંબંધમાં એકરાર કર્યો છે. અને બીજાઓએ તેને ટેકો આપ્યો છે. મી. અબદુલ્લા ભગતને હજી પકડયો નથી. મને હોસપિટાલમાં ખસેડયા પછી કલેકટરે તેને પોતાની મોટરમાં બેસાડી તેઓ ગામમાં ફર્યા. લાકડી કે હથીયાર સાથે નહી ફરવાના જાહેરનામા છતાં પાંચસો મૂસલમાનો લાઠીયો અને ધારીયાં સાથે તા. ૨૦ મી યે રાત્રે તથા દીવસે અલ્લાહના પોકાર કરતા નિકળ્યા હતા. કલેકટરે હિન્દુ મૂસલમાનોની રાઉન્ટેબલ કોનફરન્સ કરી હતી. પણ તેનું કશુ પરીણામ આવ્યું નથી. તારના સંદેશામાંની દરેક શબ્દની સચ્ચાઇ પુરવાર કરવા તૈયાર છે. આશા રાખું છું કે કોન્સીલના માહરા ગોઠીયાઓ ઘટતી તપાસ ચલાવવા સરકારને સમજાવવા બનતું કરશે હાલના કલેકટર અને સુપ્રીટેન્ડેન્ટની બદલી કર્યા વગર પ્રજાને શાન્તિ વળવાની નથી. સરકાર ઉપર આ બાબત ફરી ફરી ઠસાવશો. કે ઉંડુ કાવત્રુ રચાયું છે. અને તેના પરીણામે હિન્દુઓની બેરહમ કતલ ચલાવવામાં આવશે હાલના કટોકટીના સમયે ખાતાની ખોટી પ્રતિષ્ટાનો ખ્યાલ બાજુએ રાખી લોકોના ભલાની નજરે કામ લેવા સરકારને વિનવશો.

## ઉપસંહાર અને વીર વિજય

હિન્દુસ્થાનમાં એટલે પ્રાચીનકાળમાં ઋષિઓ અને રાક્ષસોમાં ઘણાજ તોફાન થતાં હતાં તે સમયે પ્રજાપાલક વીર રજપુત મહારાજાઓ બંગડી પ્હેરી બેસી રહેતા નહી. રૂષિ મુનીના યજ્ઞો થાય

ત્યાં રાક્ષસો હાડ, મૌશ અને રૂધીર છુટે હાથે ફેંકી બ્રાહ્મણોને કાયર કરતા. જેથી રૂષિ મુનીઓ સત્તાવાન છતાં પોતાનું કર્મ યુદ્ધ નથી સમજી ક્ષત્રી રાજ્ય કુમારો અને ક્ષત્રી રાજાઓને બોલાવી રાક્ષસોનો સંહાર કરાવતા. ( એજ રાજ્યકુમારોને શીક્ષણ આપનાર રૂષીજ હતા. ) રામ અને લક્ષ્મણ જેવા વીર બાળકો રૂષીની માગણીને તાબે થઇ પિતાશ્રી દશરથની આજ્ઞા અને આશીષ લઇ યુદ્ધમાં રાક્ષસનો સંહાર કરવા ગયા.

આજે રજપુત બચ્ચા સિંહ બચ્ચાઓ ગુફામાં ઉંઘે છે જેથી બ્રાહ્મણ, વણિક, શુદ્ર વિગેરે હિન્દુ કોમ પર મહા આફત અને ભયંકર સ્થિતી ઠામ ઠામ ઠેકાણે ઠેકાણે ઉદભવી છે. એટલુંજ નહી પણ મા, બેન, વહુ, બેટી વિગેરેનું રક્ષણ કરવા હિન્દુ સમાજ દુશમનથી ત્રાસી હાય કરી સંતાપે છે. સરકારના અમલદારોનો જાન જોખમમાં આવવા છતાં ખુમારીથી હઠ પૂર્વક એકત્ર બળથી કાયદા તથા વ્યવસ્થા અને તાજનું ખુલ્લું અપમાન કરી રહ્યા છે. અમલદારોના હુકમનો ભંગ કરી અમલદારોના સામા થાય છે. હિન્દૂઓ માર્યા જાય છે. પ્રભુ કરે તે ખરૂ. ' મારે તેની તલવાર. '

